# પ્રસ્તાવના.

---

નેકનામદાર, સર જોર્જ. ફ્રેડ્રીક, સામ્યુએલ. મારકવીસ ઓફ્ રીપન. કે. જી. પી. સી. જી. બી. વાઈસરોય ગવર્નરજનરલ લોર્ડ રીપન સાહેબ. આ નામદારને માટે હાલમાં ભરતખંડની પ્રજામાં થએલા ઉત્સાથી જુદા જુદા સદ્ગ્રહસ્થોની તરફથી તેમની નોકરીની મુદતમાં "ભરતખંડના લોકોને" થએલા ફાયદાઓમાંથી જુદી જુદી તરેહની ગરબીઓ કવિતાઓ, ઠુમરી, હોરી વીગેરે જુદે જુદે ઠેકાણે ન્યુસ પેપરોમાં છપાએલીછે તે સઘળી પ્રજાને વાંચવા માટે એકઠી કરીછે. કારણ કે સઘળા લોકોને ન્યુસપેપરોમાંથી વાંચવા પુરતી સોઇ ન બને અને વળી ઘણું કરી જ્યાં લાઇબ્રેરી અગર ન્યુસપેપરો આવતાં હોય ત્યાંનાજ સદ્ગ્રહસ્થોને વાંચવાનું બને માટે તે સઘળી ભેગી કરી અમારા સર્વે આર્ય જનોને વાંચવા સુગમ પડવા માટે તે બહાર પાડી છે. માટે સર્વે સદ્ગ્રહસ્થોને વાંચવા અમો તસ્દી આપીએ છીએ. તથાસ્તુ.

## દોહરો.

આર્ય જનો અતી હર્ષથી, વાંચો સઉ નરનાર.
કાવ્ય કહું રીપન તણી, કામ તણો વિસ્તાર. ૧

કા. બા.

# ઠુમરી.

(સરદ રૈન જુદી રહી જુગ બનમે, સો મોરલી સો ઉધર ધરી.)રાગ.
લારડ રીપન જય જય જય જય જય સુખા સુખ કારી રે; ટેક.
ધન્ય બ્રિટીનીયારે તુજને, ધન્ય રીપન જણનારી રે;
ધન્ય કૈસરેહિંદ કૃપાળુ, ગવરનર ગુણકારી રે. લારડ રીપન. ૧
ભારતખંડના ભાગ્ય આજે, ગાંથે આપ અપારી રે;
પારવિના ઉપકાર કરયા, તે શું કહીએ સંભારીરે; લાર્ડરીપન. ૨
અધમ યુદ્ધ અફગાન તણું તે, બંધ કીધું ઝટવારી રે;
કાળા ધારા સુદ્ધાં કચર્યું. મહુડાંનું બીલ ભારી રે. લાર્ડ રીપન ૩
ઉત્તેજન આપ્યુ દેશીને, કારીગરી જોઈ સારી રે;
કેળવણીનું કમીશન સ્થાપ્યું,રૂદય આપ વિચારી રે.લાર્ડ રીપન૪
કાંઉનસીલમાં મંજુર થાવા, બીલ જાય કો વારી રે;
અગાઊથી પ્રખ્યાત કરીને, મત ધરે ધીર ધારી રે. લાર્ડ રીપન૫
કર મીઠાનો કમી કંઇ કીધો, મિસરનું ખરચ નિવારીરે;
ખેડૂત બેંક કરવાનું ધાર્યું, ગરીબ દાદ વિચારીરે. લાર્ડ રીપન ૬
ઇલબટનું બીલ તે કાંઊનશીલમાં, મુક્યુ કરી તઇઆરી રે;
સ્વરાજ સ્થાનીક સંધે સ્થાપ્યુ,એ ઉપકાર અપારીરે. લાર્ડરીપન૭
ઊંચા હોદા આપ્યા દેશીને, એ સુખથી શું ભારી રે;
વરણવતાં કદી પાર ન આવે? જઇએ વારી વારીરે. લાર્ડ રીપન.૮
જીવો મહારાજા રીપન કાયમ, છે કોઈ સુર અવતારી રે;
હિન્દ તણા હિતકાજે આજે,મોકલ્યો તેં મોરારીરે. લાર્ડ રીપન ૯
મુદત પુરી થાયે તોપણ, રહે આંહી એમ ધારીરે;
દેશ હિતેચ્છું આસીસ આપે, સુખે જીવો સુખકારીરે,લાર્ડ.૧૦

# ૨. ગરબી.

(ગોરમા સીદ દીધો અવતારકે, નાગરી નાત્યમાંરે લોલ.)
જોઇને ભરતખંડના ભાગ્ય કે, હરસ હું પામીયોરે લોલ;
પ્રથમે ઉઠી હતી ઉર આગ્યકે, લાગ એ તાગીઓરેલોલ; ૧
આવ્યો હતો દ્રષ્ટીએ કોપકે, દોષ તણો તદા રે લોલ;
કંઠે હતો અતિષે શોષ કે, જોશ નહિં સદા રે લોલ. ૨
શું વિક્રમનો એ અવતાર કે, વાર ફરી થયો રે લોલ;
કાપે પરનાં કષ્ટ અપાર કે. સાર કરી રહ્યોરે લોલ. ૩
સહ્યે કઇરાદ હિંન્દ કૃપાળ કે, ભાળી ગ્લાડસ્ટન કરેરે લોલ;
એવો રીપન રૂડો ભુપાળ કે, આશિષ ઓચરેરે લોલ. ૪
સરવે રામ તણું સુભ રાજ્ય કે, આજે એ થયુંરે લોલ;
કરતો-રીપન રૂડેરાં કાજ કે, દુઃખતો વહી ગયાં રે લોલ.૫
દિશે દેવાંશી નર આપ કે, તાપ મટાડતો રે લોલ;
છે એ ધરમ તણો સુભ શંભ કે, દંભ ન રાખતોરેલોલ. ૬
ભાવે ભરતખંડની માંય કે, છાંય કરચા વડેરે લોલ;
શુ જશનો સરવે દિશાય કે, ડંકો ગડગડેરે લોલ. ૭
સઘળાં વરતમાન માસીક કે, એક અવાજથીરે લોલ;
હરખે વાજાં રૂડાં વાય કે, રીપન મહારાજથારેંલોલ. ૮
હાલ કવિનો એ કવિતાય કે, ગધ પણ એ દીસેરે લોલ;
એજ વરણુન નાટક માંય કે, વાત બહુ દિસેરે લોલ, ૯
માસીકોનો વિષય એજકે, તેજછે પેપરે રે લોલ;
તન મન ધન રહો સુખી આપકે, કહે નારી નરોરે લોલ૧૦
ગામે ગામ મળી છે સભાયકે. પાડ સૌ માનીયોરે લોલ;
સરવેના મત લઈને લખેકે, પ્રેમે વધાવીયોરે લોલ. ૧૧

ધન્ય ધન્ય બીટાનીયા ધન્યકે, ધન્ય તને ઘણું રે લોલ;
ધન્ય ધન્ય રીપનની જણનાર કે, ધન્ય તને ઘણું રે લોલ૧૨
જનની જણતો એવા જનકે, રીપન સમ રાજવીરેલોલ,
જેની કિરતી તો ફેલાયકે, દશ દીશ ગાજતીરે લોલ, ૧૩
ઇચ્છે હિન્દ તણું કલ્યાણ કે, હરનીસ હિતથીરે લોલ;
ઊડી નજરે જોઈને આપ કે, રાખે પ્રીતથીરે લોલ. ૧૪
એનું ઉર અતી છે સ્વચ્છ કે, ચક્ષુએ અમીરે લોલ;
જીવે રીપન માગો એમ કે, પ્રભુ પાસે નમીરે લોલ. ૧૫
કાઠીઆવાડી.

---

## ૩ ગરબી.

[જે કોઈ અંબીકા માતને આરાધશે રે લોલ એ રાગ.]

વહાલે વાઈસરાય વધાવીયે રે લોલ;
જેના રાજમાં અતિ સૂખી થાઇએ રે લોલ. ૧
ન્યાય નિષ્પક્ષપાતી ઠર્યો અહીં તહીં રે લોલ;
સુખી કરવામાં કસર કરે નહીં રે લોલ. ૨
હતી ખાલી ત્રીજોરી ખાલી કરી રે લોલ;
તાજી કરવાની વાત રૂદયે ધરી રે લોલ. ૩
અધગ યુદ્ધ અફગાનનું આવી મળ્યું રે લોલ;
પણ પગલાં રિપન શુભથી ટળ્યું રે લોલ. ૪
લાખો લોકને બચાવ્યા એવા ખર્ચથી રે લોલ;
માન દીયે માહારાણી મહા હર્ષથી રે લોલ, ૫
લીટન સુબે કર્યો હતો કાયદો રે લોલ;
હૈશી વર્તમાનથી ન કાંઇ ફાયદો રે લોલ. ૬

કાળા ધારા કરીને મુખ બાંધીયાં રે લોલ;
હિંદવાસી તણાં દુઃખ અતી સાધીયાં રે લોલ. ૭
કર્યા છુટા સ્વદેશી સુખાળવા રે લોલ;
દિસે બદલો રીપનને ન વાળવા રે લોલ.
દેશી કારીગરી ડુબી જતાં રે લોલ;
ધંધા વિના ધંધારથી દુઃખી છતાં રે લોલ. ૯
જોઈ દુઃખને વિચાર્યું દીલ રીપને રે લોલ;
લેવી જણશ જરૂરની દેશી કને રે લોલ. ૧૦
મહુડાં આકટ મુંબાઈ સરકારમાં રે લોલ;
કર્યા થાવા વસુલ વધારવામાં રે લોલ. ૧૧
ધાયો રીપન રૂડો ત્યાં રાજવી રે લોલ;
આકટ અટક્યાથી કિરતી થઈ ગાજતી રે લોલ. ૧૨
રાજ કાજમાં કશું ન આર્ય જાણતા રે લોલ;
તોપણ રીપન રહે છે વખાણતા રે લોલ. ૧૩
શેહેર સુધરાઇ ખાતું શીખાવીયું રે લોલ;
વળતી લોકલફંડ ચલાવીયું રે લોલ. ૧૪
ગોરા કાળામાં સંપ વધારવા રે લોલ,
ભીન્ન ભીન્ન તે અંતર ટાળવા રે લોલ. ૧૫
ભલા લાયક દેશીઓને જોઇ કરી રે લોલ;
દીધી હોદ્દાળી જગ્યા હોંશ કરી રે લોલ. ૧૬
દીરઘ દ્રષ્ટી કરે છે સૌ કામમાં રે લોલ;
દુઃખાં દરદી તણાં તે દુઃખ વામવા રે લોલ. ૧૭
આજ સુધી તે જે જે બીલ થઈ ગયાં રે લોલ;
કૌન્સીલમાં વંચાઇને છપાઈ રહ્યાં રે લોલ. ૧૮

કોઈ જાણે ન જાણે એ વાતમાં રે લોલ;
રહે રઈયત પછીથી રોઈ રાતમાં રે લોલ. ૧૯
રીપન સુબે કર્યો એ રદ કાયદો રે લોલ;
હિન્દવાસીને જેથી થયો ફાયદો રે લોલ. ૨૦
જ્યારે જ્યારે નવું બીલ થાય છે રે લોલ;
ત્યારે દેશી ડાહ્યાને પુછાયછે રે લોલ. ૨૧
ન્યુસપેપરોને માસીક ટીકા કરે રે લોલ;
કરી તે પર વિચાર ને ગ્રહણ કરે રે લોલ. ૨૨
આર્ય લોકોની અરજ ઉર સાંભળી રે લોલ;
ભેજ્યો રીપન ભૂપાળ સુખાળવી રે લોલ. ૨૩
રંક આધાર ન્યાયી ધરમા બહુ રે લોલ;
સ્વચ્છ મમતાળુ છે સરખા સહુ રે લોલ. ૨૪
એના જેવો થયો ન કોઈ કોઇ દિવસે રે લોલ;
ગાગો દીર્ઘ આયુષ્ય હરીને વંદીએ રે લોલ ૨૫
એના ગુણની ગણુના કરતાં કદી રે લોલ;
પાર પામે ન એક રસના વહી રે લોલ. ૨૬
અમલ એના રહેજ બહુ હિન્દમાં રે લોલ;
બોલો જય જય કાનજી આનંદમાં રે લોલ. ૨૭

---

## ભારત ભુમીનું ગીત.

( જે જે બોલો શ્રી રૂક્ષમણી નાથની. એ રાગ ).

જે જે બોલો રીપન મહારાજની,
આજે પ્રભુજીનાં ગીત ગવાય;
હુંતો ભારત ભુમી ભણું ભાવથી,

આજે કીર્તી રીપનની થાય. જે જે બોલો૦ ૧
મારા મનડામાં હરખ અતી ઘણો,
હું તો પામી અચળ પદ આજ;
મારી કીર્તી જગત માંહી જામશે,
મને મળીઓ રીપન મહારાજ. જેજે બોલો૦ ૨
હું તો દુઃખમાં હતી ઘણી દોહલી,
મને મળ્યો હવે સરદાર;
મારો ગોરો સુંદર સુકુમાર છે,
મારો સફળ થયો અવતાર. જેજે બોલો૦
મારો કુટુંબ કબીલો સુખી થયો;
મારો ઉછર્યો હવે પરીવાર;
હું તો ભાગ્યશાળી રે પુરી થઇ,
મારી ભરજુવાની ભલીવાર. જેજે. ૪
હું તો પુરી નશીબની પાતળી,
મારા સુખના દિવસ વહી જાય;
મારો સ્વામી સ્વદેશ સીધાવશે,
મારે દુઃખના દિવસ વળી થાય. જેજે. ૫
મહારાણી વીકટોરીયા વીનવું,
મને આપ્યો રીપન ભરથાર;
મારી ભરજુવાની માડી સાચવો,
મારો રાખો અચળ સણગાર. જેજે, ૬
હું તો હરખમાં ગાંડી ઘેલી થઇ,
મને નીંદ્રા ન આવે લગાર;
મારા વહાલા મોહન સાથે માલતી.

માડી સુખમાં પડીછું અપાર. જેજે. ૭
મારા મનના મનોરથ પૂરે વાલમો,
પૂરે મનના કોડીલા કોડ;
રિદ્ધી સિદ્ધી રીપન ભરે રાજવી,
હું તો વિનતી કરૂ કરજોડ. જેજે, ૮
હું તો પામી રીપન પ્યારો પાટવી,
પ્રભુ રાખો અખંડ સોહાગ;
દીર્ઘ આયુષ પ્રભુ વળી આપજો,
મને મળ્યો છે અવસર લાગ. જેજે. ૯
મારી પ્રજા ફરે છે કલોલમાં,
મારા મનડામાં હરખ અતોલ;
મારો કવિરે ગંગાશંકર ઊચરે,
કરજોડી મેહેતાજી કલોલ. જેજે. ૧૦

## ૫ ગીત.

(લાવ લાવ સખી એક કાગલ લખીએ હરીને રે) ટેક.
મારા વ્હાલા રીપન હો નાથ, હવે અહીં રહીએ રે;
ઝાલ્યો અબળા કેરો જો હાથ, હવે કેમ તજીએ રે. ૧
હું તો દાસીછું દીન તમારી, હવે અહીં રહીએ રે;
આપ આવે ગતી થઇ મારી, હવે કેમ તજીએ રે. ૨
મારા ચતુર સીરોમણ રાવ, હવે અહીં રહીએ રે;
હું તો પામી અતીઘણા લાવ, હવે કેમ તજીએ રે. ૩
મારો પ્રાણ તમારી પાસ, હવે અહીં રહીએ રે;
મારો પાવન કરીઓ અવાસ, હવે કેમ તજીએ રે. ૪

છોને બોલે બીજા અપવાદ, હવે અહીં રહીએ રે;
હિંદવાશી કરે સૌ યાદ, હવે કેમ તજીએ રે. ૫
મહારાણીને અરજ ઊધારૂં, હવે અહીં રહીએ રે;
નમી માડીને અવધ વધારૂ, હવે કેમ તજીએ રે. ૬
કર્યા મારા ઊપર ઊપકાર, હવે અહીં રહીએ રે;
નથી ભુલવાની તેલગાર, હવે કેમ તજીએ રે. ૭
મારો પરિવાર પચિસકરોડ, હવે અહીં રહીએ રે;
નહીં આવવા દે કાંઇ ખોડ, હવે કેમ તજીએ રે. ૮
મારૂ માનો તમે સરદાર, હવે અહીં રહીએ રે;
મારા પ્રાણુ વલ્લભ ભરથાર, હવે કેમ તજીએ રે. ૯
મારી આલમ સૌ હરખાય, હવે કેમ રહીએ રે;
મારો ગંગાશંકર ગુણ ગાય, હવે કેમ તજીએ રે. ૧૦

## ૬ ઠુમરી.

(મહારાણી અરજ મારી મન ધરો રે;
મન ધરો અરજ અપરાધ હરો. મહારાણી. ટેક
જાચુ જનેતા બેઊ કરજોડી,
મારા ઊપર કરૂણા કરો રે. મહારાણી ૧
લોર્ડ રીપન વર આપ્યો સુહાગી,
આનંદ અંગ ખરખરો રે. મહારાણી. ૨
ઉપકાર મનથી માનું અતીશે,
માની લેજો મુજ મજરો રે. મહારાણી. ૩
રાખો અખંડ સુખ મારૂ એવાતણ,
રીપન રહેવા હુકમ કરો રે. મહારાણી. ૪
આવે રીપન હું થઈ જયવંતી,

ભાગ્યા ભારત ભુમીના ડરો.રે. મહારાણી. ૫
જ્ઞાગાધિન હું થઈને વધાવું,
રીપન મુગટે ફુલ ગજરો રે. મહારાણી. ૬
ઉદાર દીલના એ પ્રતીનીધી,
કીરતી તણો કરે વકરો રે. મહારાણી. ૭
લાર્ડ રીપનં હે આહીંઆં વધારો;
આજી કરૂણા એટલી કરો રે. મહારાણી. ૮
આનંદ આનંદ હિન્દ થયો છે,
આશીશ મારી ઊરે ધરો રે. મહારાણી. ૯
એઊ કરજોડી ગંગ ઊચારે,
ભારત ભૂમીમાં રીપન ઠરો રે. મહારાણી. ૧૦

## ૭ ગરબી.

જીરે આજની ઘડી રૂડી જાણીએ,
રાજા તરફ વધામણી જાય કુંવર જાયો રાણીએ ટેક.
જીરે ન્યાય ચલાવ્યો નીષ્પક્ષપાતી,
ખ્યાતી ચલાવી આખા તે દેશ. રીપન ૧
જીરે હિન્દ પ્રજાનાં ભાગ્ય ઊઘડયાં,
ઊઘડયાં દેશી રાજાઓનાં કરમ. રીપન ૨
જીરે ભીન્ન ભીન્ન અંતર ટાળીઆં;
દીધો ગોરાને કાળાનો ઇનસાફ. રીપન૦ ૩
જીરે લીટને ફાંસો દીધો ન્યુસોને,
ચુસી કીધો તેને ચકચુર. રીપન૦ ૪
જીરે યુદ્ધ અફગાનનું આવી મળી,

હિન્દ વાસીને કરતું દેવાદાર. રીપન૦ ૫
જીરે વશ કરી તેને વીખેરીઆ,
સંપ કર્યો રીપન બંને રાજ. રીપન૦ ૬
જીરે ધન્ય બ્રીટીશ ધન્ય રીપનને,
ધન્ય હિન્દ પ્રજા કેરાં ભાગ્ય. રીપન૦ ૭
જીરે રાજ્ય અમર મહારાણીનું,
રેજો અમર રીપન સરદાર. રીપન૦ ૮
જીરે દેશી કારીગરો તેં કેળવ્યા,
કારીગરીનાં ભર્યા પ્રદર્શન. રીપન૦ ૯
જીરે રાજ કોલેજો રચી દેશમાં,
રાજ કુંવરો કર્યા વિદ્વાન. રીપન૦ ૧૦
જીરે કેળવણીનું કમીશન સ્થાપીયું,
આપ્યું સ્કોલરોને વિદ્યા દાન. રીપન. ૧૧
જીરે મીઠાનો કર કમી તેં કીધો;
કીધો હિન્દ વાસીનો ઉપકાર. રીપન૦ ૧૨
જીરે વરણુન ગાઉ રૂડા રાજવી,
પાર પામુ ન રીપન સરદાર. રીપન૦ ૧૩
જીરે અમરવેલી વધે બહુ બહુ,
એમ વધજો રીપન પરીવાર. રીપન૦ ૧૪
જીરે જય જય બોલો લાર્ડ રીપનની,
વદે બેઉ કરજોડી કાશીરામ. રીપન૦ ૧૫

બાવળા.

---

## મનહર છંદ.

ભારત સુધારનાર નેટિવોને તારનાર,
દીલનો ઉદાર સુખકાર સર્વ જનનો;
ગરીબોને પાળનાર ધારતો પરોપકાર,
અંધકાર વ્હેમ રૂપી ટાળનાર મનનો;
દેશનું ભલું થવાને હોંશનો વધારનાર,
આપનાર ઉત્સાહ સુ આર્યના વતનનો;
વિશ્વ કરતાર આહીં અમલ વધારો સાર,
શાણા સરદાર નર લાર્ડ રીપનનો. ૧
દેશમાંહે દયાકરી, વિદ્યાનો વધારનાર.
સર્વ શોક ટાળનાર, સદન સદનનો;
વિદ્વાનોને વ્હાલ થકી સ્હાય તણો આપનાર,
આદર આનંદથી, કરણ છે સજનનો;
ધારી શુભ ધીર સર્વ દેશિયોને સુખકાર,
ભાવિક અધિક મન. દુખદ દહનનો;
વિશ્વ કરતાર આહીં અમલ વધારો સાર,
સાણા સરદાર નર, લાર્ડ રીપનનો. ૨
સારાં કૃત્ય થકી બહુ. માન પામી દેશ માંહે,
દયા લાવી સુણનાર, દીનના કથનનો;
મોકલ્યો અહીં દયાળુ. દેવતાએ દયાકરિ,
શુભ ન્યાયકાર તાપ, ટાળનાર તનનો;
કીર્તિનો કોઠાર ગુણ, ગંભીર ગવરનર.
સરસ સરસ રસ, અમ્રત વચનનો;

નાથજી કહે છે નીત્ય હજો, જય જયકાર,
સાચા સરદાર નર લાર્ડ રીપનનો. ૩

## રાગ મેવાડો.

(પરિયાણાને પોચ્યાંરે તેડાં તલપર થયાં રે) (રાગ).
ફુલડાંએ વધાવો રે રૂડા રીપનને રે,
વધાવતાં કાંઇ હઈડે હરખ ન માય;
હિન્દ નીવાશી રે કામનીયો સૌ કોડથી રે,
ઓવારણાં ઊતારી મંગળ ગાય. ફુલ ૧
ખાલીને ત્રીજોરી રે હિન્દની તેં તર કરી રે.
તર કરી ખરચ કમી કરી રાજ;
એવાં તારાં ડહાપણ રે ઊપરતો અત્રે અતી રે,
વારી જઇએ રીપન રાજવી આજ. ફુલ ૨
દુર્બળ હિન્દ વાસી રે તણી દાઝ દીલમાં રે,
ઊતારી તેં આવીને તરત અમીર;
મોંઘા લુણે લાખો રે હિન્દ વાસી દુભતા રે,
તે જોઇ તેં ઘટાડી જકાત જસવીર. ફુલ. ૩
હિન્દના પાડોશી રે પઠાણો સાથ હતી રે,
લીટન વખતથી ચાલતો રાડ;
હિન્દની ત્રીજોરી રે તેમાં સૌ ટળી જતી રે,
ઊગારી તેં તેથી તારો રે પાંડ. ફુલ. ૪
કાળો ધારો કીધો રે લીટને આવી અહીં રે,
દેશી વરતમાનને મોઢે દેઇ ડુચ;
તે તેં કાળો ધારો રે કાળે પાણી મોકલ્યો રે,

જાણી ખુશી થયા સૌ હિન્દ અચબુચ. ફુલ. ૫
દેશી કારીગરીને રે ઉત્તેજન અતી આપવા રે,
દેશી ચીજો લેવા કર્યો કાનુંન;
ઠામે ઠામે ખોલ્યાં રે, પ્રદરશન બહુ પ્રીતથી રે,
પરમારથમાં રાખી નહી કાંઇ ન્યુંન. ફુલ. ૬
મહુડાં કેરો આકટ રે મુંબાઇ સરકારે કરી રે,
મુકયો દીન દેશી પ્રજાને પેઢ પગ;
તે તેં તુરતજ નાબુદરે કરી રૂડા રાજવી રે,
વોહોરી હિન્દ પ્રજાની આશિષ ઢગ. ફુલ. ૭
રૈયતને શીખવવારે રાજ્ય રૂઢી રીતથી રે,
કાઢયો સ્થાનિક સ્વરાજ્ય ધારો ખચીત;
એ ધારા આધારે રે રઈયતને કંઇક સોંપીયાં રે,
મ્યુનિસિપાલીટી ખાતાં ખચીત. ફુલ. ૮
હિન્દ પ્રજાને રે જે જગ્યા મળતી નહીં રે,
વિલાયતમાં સિવિલ સરવિસ થયા વીણ;
તે જગ્યા તેં આપી રે ઉત્તમ દેશીને અહીં રે;
ગણી સિવિલ સરવિસ સમ તતક્ષણ. ફુલ. ૯
કેળવણીની રીતી રે રૂડી કરવા ગસેરે,
કેલવણીનું કમીશન કરીયું સરદાર;
એ કમીશન કેરે રે આધારે આ હિંદની રે,
કેલવણી સૌ તરત થશે તેજદાર. ફુલ. ૧૦
નવો ધારો કરતાં રે પેહેલાં પેપરમાં બધે રે,
પ્રગટ કરી લેવાં લોકોનાં મત્ત;
એ મત્તને આધારે રે ધારો કરવો ખરો રે,

ગત નવ આવે તો મુકવો પડત. ફુલ. ૧૧
આવાં રૂડાં કાર્યો રે હિન્દમાં આવી કર્યો રે,
તેથી તારા પરમારથનો નહિ પાર;
બેઉ કરજોડી જેશંગ રે ઇશને આરાધતો રે;
આપો રૂડા રીપનને આયુષ્ય અપાર. ફુલ. ૧૨

---

ભલે ભલે રે પધાર્યા જી રાજ, રીપન રૂડા રાજવી.
ભાગ્ય હિન્દના ઉદય થયાં આજ,રીપન. ૧
ખાલી ત્રીજોરી હિન્દની જેહ. રીપન.
આવી તુરત તેં તર કરી તેહ. રીપન. ૨
લાર્ડ લીટન વખતનું જે યુદ્ધ, રીપન.
કરતું હિન્દવાસીને જે આયુધ. રીપન. ૩
તે તેં અફગાનો સાથે તરત, રીપન.
કરી સલાહ શાંતીની સરત. રીપન. ૪
દેશી કારીગરી ને અધિક, રીપન.
આપી ઉત્તેજન કીધું ઠીક. રીપન. ૫
હુન્નર વધારવાને હિન્દમાં હાલ, રીપન.
ખોલ્યાં પ્રદરશન દરસાલ. રીપન. ૬
કાળો ધારો કરી કાળુ નામ . રીપન.
મુકી ગયો લીટન આ ઠામ. રીપન. ૭
એ જે કાળો ધારો હતો કરૂર, રીપન.
તે તેં તરત આવી કર્યો દુર. રીપન. ૮
એથી કરી આ દેશમાં પત્ર, રીપન.
છુટયા તુરંગમાંથી તરત. રીપન. ૯

ઘુણાઇ સરકારે મહુડા આક્ટ રીપન.
કરી દુભાવ્યાં દેશીનાં દીલ ઝટ. રીપન.૧૦
તે તેં અરજ ઉતારી ઉર, રીપન.
કર્યો મહુડાં આક્ટને દુર. રીપન.૧૧
કીધો સ્થાનીક સ્વરાજ્ય ઠરાવ, રીપન.
શીખવવા રાજ્યના હાવ ભાવ. રીપન. ૧૨
પછી શેહેર સુધરાઈ રઈયતસાથ, રીપન.
ભળી સોંપી રઇયતને હાથ. રીપન ૧૩
નવા ધારા થવાનાં કામ, રીપન.
થતાં કૌંસીલ મતથી તમામ. રીપન. ૧૪
તે કાંઇ લાગ્યુ નહીં તને ઠીક. રીપન.
ત્યારે મુકી તેં કૌંસીલશીર બીક. રીપન.૧૫
નવા ધારાનાં જે આવે બીલ, રીપન.
તે બાબત જોવાં દેશીનાં દીલ. રીપન. ૧૬
પ્રગટ કરવા તે પત્રોમાં ઝટ, રીપન.
અને માગવા રઇયતના મત. રીપન. ૧૭
વળી કાળા ગોરાનો જે ભેદ, રીપન.
હતો તે ઉપર તેં મુક્યો છેદ. રીપન. ૧૮
કીધું ઈલબર્ટ બીલ તેં પસાર, રીપન.
વેઠી સ્વદેશીનો શીર માર. રીપન. ૧૯
વળી આવાંઆવાં કરી શુભ કામ, રીપન.
મેળવી જાઓ હિંદમાં નામ. રીપન ૨૦
કહુ જેશંગ ઈશને એમ. રીપન.
રાખો રીપનને કુશળ ક્ષેમ. રીપન. ૨૧

# વસંત.

(કેમ ભરીએ રે કેમ ભરીએ એ રાગ).

જય હજોરે જય હજો, રીપન મહારાજ; વાઇસરાય હિંદુ-
સ્તાનનો. (ટેક)
દેશીઓ માટે આવીઓ, હિંદમાંહ્ય;
હિંદ માંહ્ય રે હિંદ માંહ્ય આપવા હક. વાઈસરાય. ૧
ન્યાય કરે નિષ્પક્ષપાતથી ઘણું જીવો;
ઘણું જીવો રે ઘણું જીવો, સકુટુંબ સાથ; વાઇસરાય. ૨
સહુ લોકને સુખ આપવા, તસ્દી લીધી;
તસ્દી લીધી રે તસ્દી લીધી, નેટીવો માટ; વાઈસરાય. ૩
દેશી ન્યુસને છુટ આપી, દુઃખ કાપ્યાં;
દુઃખ કાપ્યાં રે દુખ કાપ્યાં, છાપાવાળાંના સાર; વાઇસરાય.૪
દેશીઓને ઉત્તેજન આપવા, પ્રદર્શન કીધું;
પ્રદર્શન કીધું રે પ્રદર્શન કીધું, કલકત્તા માંહ્ય. વાઇસરાય.૫
શેહેર સુધરાઈ ખાતું કહાડીયું, સહુ વખાણે;
સહુ વખાણે રે સહુ વખાણે ,જયજયકાર વર્તાય; વા. ૬
ઘણા લાયક દેશી જોઇને જગા દીધી;
જગા દીધીરે જગા દીધી, હોદો આપ્યો સાર; વાઇસરાય.૭
સૌ લોક કહે ઘણું જીવો હિંદરાજા;
હિંદરાજારે હિંદરાજા, કીધું દેશીને સુખ. વાઇસરાય. ૮
રણછોડ કહે માટ અમારા, ઇશ ભેજો;
ઇશ ભેજોરે ઇશ ભેજો, કાપવા હિંદ દુઃખ. વાઇસરાય. ૯

## હોરી.

(સાત્તરા ગત ડારો પીચકારી એ રાગ).

ઇશ સહાય કરે રે તમારી, ઇશ સહાય કરે રે તમારી.

લાર્ડ રીપન અખંડ રહેજો,
સલામત જગ માંહી. ઇશ.
જેને પ્રાક્રમ મોટાં કીધાં,
કહુંછું હુંય વિચારી; ઈશ. ૧
દેશીઓને છુટ તમે આપી,
વીવેક મનમાં ધરી; હ.
હોદ્દા તમે ભારે આપોછો,
નેટીવોમે લાભકારી;
કહુંછું બંધુ વીસ્તારી. ઇશ. ૨
દેશીઓ માટે કાલેજ કીધી,
મોટાઈ તમારી ભારી; હ.
સુધરાઇ ખાતું તમે કહાડીયું,
નીતી વધવા હમારી;
ઇશને સ્તુતિ અમારી, ઇશ. ૩
પાર્લીમેંન્ટ પાસે હું માગું,
રાખો અખંડ હિંદ માહી; હ.
જેને ગવરનરજનરલ કહીએ,
વાઇસરાય લાભ કારી,
કોઇ દે નહીં તને મારી. ઇશ. ૪
રણછોડ ઈશ પાસે માગે,

કરાવ કામ પરોપકારી; હે.
જે નર જગમાંહી પંકાય;
ગુણીઅલ ગુણકારી;
રાજ કરે પરે અમારી. ઇશ. ૫

## ગરબી.

અમર રહેજો કાયા તમારી, અમર રહેજો કાયા.
લારડ રીપન હમારાં, દુઃખડાં દેખી ધાયા; અમર. ૧
પૈસા કરતાં પણ પ્યારો, પરમારથને જાણ્યો;
ભારત ભુમીમાં આવી, ખરા માર્ગને માણ્યો. અમર. ૨
ભારત વાસી સૌ જન, ભીંતર મધ્યે ભાવ્યા;
એવા રીપન તમે કોઈ, દેવાંશી થઇ આવ્યા. અમર. ૩
મનના મેલા તનના ગોરા એવા સ્વદેશી;
ઉલટું સમજાવી તમને, ભમાવતા ધુર્ત વેશી. અમર ૪
ભારત ભૂમીમાં એવા, અધિક દૈત્યો આવી;
ભારત વાસીને દુઃખ દેતા, બહુ જુલમ મચાવી. અમર.૫
અરે દુઃખડાનો આખર, અંત તમે તો આણ્યો;
હીંદવાસીનો જે કાંઇ, ખરો હક તે જાણ્યો. અમર. ૬
તમારા પ્રાક્રમને તાપે, પાપી પ્રજળી ઉઠયા;
પ્રજળતાં પ્રજળતાં મુખડે, બોલી બોલી રૂઠયા. અમર૭
સત્યના બેલી સચીતાનંદન, આખર આવ્યા વહારે;
વાહારે આવ્યા કે રીપન, વધાવીઆ જયકારે. અમર ૮
કુટુંબને કબીલો તમારો, સદાનંદમાં રહેજો;
દિરઘાયુષ્ય ભોગવીને અહીંઆ, સ્વર્ગસમાં સુખ લેજો. અમર.૯

બેઉ કરજોડી જેશંગ ઇશને, આરાધ્યું આ વારે,
લોર્ડ રીપનને રાખો, સદા શરણુ તમારે; અમર રહેજો. ૧૦

આપણા નાગદાર મારકવીસ, ઓફ્ રીપન લાર્ડ ગવરનર જનરલ સાહેબ બહાદુરને માન્ય આપવા માટે આશરે આઠ હજાર માણુસના મોટા મેલાવડામાં તા–૭–૧૨–૮૪ના રોજ સભા વચે કવિશ્વર. દલપતરામ ભાઇ તથા કવિશ્વર. બુલાખી દાસ તરફથી વંચાએલી કવિતા. સ્થળ. અમદાવાદ.

## હરીગીત છંદ.

જે જે ગવર્નર જનરલો, અહિં આવિયા વળી આવશે;
પણ કોણુ કે'વાશે ભલો, જે રિપનને વિસરાવશે.
રિપને અધિક ઓપાવિયું, મહારાણિજીના રાજ્યને,
સઉ સજ્જનો મળી માન આપો, તે રિપન મહારાજને. ટેક. ૧
શુભ ભાગ્ય ભારત ભુમિનાં, તે જરૂર જાગ્યાં જ્યાહરે;
અધિકાર લેઇને આવિઆ, શુભ રિપન સાહેબ તાહરે.
આ દેશ હિત ઉત્તમ કર્યા છે, કોટી કોટીક કાજને. સઉ. ૨
આ દેશના વ્યાપારને, એણે ઉત્તેજન આપીયું;
ઓછો કરી કર લૂણુ ઉપર, કષ્ટ મોટું કાપીયું;
આનંદ ઊપજ્યો એ થકી, જન ઘેર ઘેર ઘણાજને. સઉ. ૩
કલ્યાણુ કરવા દેશનું, વિદ્યા તણી વૃદ્ધી કરી;
કાબુલ તણો કજીઓ પતાવી, પ્રજાની પીડા હરી;
હક આપી એણે હોલવી, આ દેશિ જનની દાઝને. સઉ. ૪
સ્થાનિક સ્વરાજ્ય તણો ઠરાવ, કર્યો ભલો આ દેશમાં,

એથી અધિક સંભારશે, જન હરઘડી હમેશમાં;
શોભાવિયો એણે સરસ, સઉ આજ રાજ સમાજનો. સઉ.૫
તજિ પક્ષપાતની વાતને, નિષ્પક્ષપાત ધર્યો ઘણો,
ઇનસાફ આપ્યો એક સમ, દેશી અને ગોરા તણો;
દિન નીશ સૌ આશીશ દેછે, જે ગરિબનિ વાજને. સઉ.૬
કારીગરો કારીગરી આ દેશમાં અધિકી કરે.
એવો ઉપાય વળી કર્યો તે, રિપનરાય ગવરનરે;
આ સમયમાં એ લઇ જશે, જશ પુર્ણ શ્રેષ્ટ જહાજનો. સઉ.૭
સઉ સાથ જોડી હાથને, જગંનનાથને નમી માગજો,
કલ્યાણ કરજો રિપનનું, સંકષ્ટ સર્વે ભાગજો;
ભવમાં અમે નહિ ભુલીએ, તે રિપન કેરા કામને;
દિલમાંથી વિસરશે નહી, દીન નીશ દલપતરામને. સઉ.૮

## રોળાવૃત છંદ.

રંગ રિપન બહાદૂર, લાર્ડ આર્યાવૃત લાયક;
ગુણી ગવરનર પદે, શોભિયો તું સુખદાયક. ૧
હિંદ હિતાર્થ હોંશ, વીર તેં વિશેષ ધારી;
રાજ્ય નીતીની રિત, સરસ ને સુખદ સ્વિકારી. ૨
અધર્મ ને અન્યાય, અંગથી કાઢચા હાંકી;
દીન પ્રજાનું દુઃખ ટાળવા ન મુકી બાકી. ૩
ફરી બિજો ફોસેટ, હિંદનો હેતુ દીઠો;
દયાવંત દરીઆવ, મહા માયાળુ મીઠો. ૪
સ્થાનિક સ્વરાજ્ય કાજ્ય, આજ અમને હક આપ્યો;
દેશી છાપા તણો, કેરમય ધારો કાપ્યો. ૫

મીઠા તણી જકાત, ભ્રાત તેં કમતી કીધી,
કેલવણી કારણે લાયકે લાયકી લીધી. ૬
નવા કાયદા થતાં, પ્રજા મત પસંદ રાખ્યો,
મહુડાંનો મહા દુખદ, આકટ તેં રદ કરી નાંખ્યો. ૭
ગોરા કાળા તણા, ભેદનો ખેદ મટાડયો,
અફીણ ખતા વિષે, દેશીનો હક પેસાડયો. ૮
કલકત્તામાં પ્રગટ, પ્રદરશન પૌઢ રચાવ્યું,
સિવીલ પરીક્ષા તણી, ઊમર વધવા કર્યું ફાવ્યું. ૯
ખેડુતોનો ખાસ, ત્રાસ હણી નિયમ ઠરાવ્યો,
વ્યર્થ લડાઈનો ખર્ચ, હિંદ ભૂમી થકી હઠાવ્યો. ૧૦
દેશિ કારિગરિ કાજ, આપિયું અધિક ઉત્તેજન,
સ્થિતિ સુધારવા મંજુર, કર્યું ફેકટરી કમીશન. ૧૧
એ આદીક આદર્યા, આર્ય ભૂમી પર ઉપકારો;
રે! કેમ વિસરાય, વડો આભાર તમારો. ૧૨
ન્યાય રીતે વર્તતાં, અડી અડચણ બહુ આડી,
સાંખી માન અપમાન, કીધ ઉપકારો દહાડી. ૧૩
ખાસ ખેરખાં એક, પ્રગટ ફોસેટ પ્રતાપી;
તેવો બીજો રિપન, કેમ ભૂલાય કદાપી. ૧૪
રૂડો રિપન બહાદુર, વિચરે દેશ વિલાયત,
પુંઠે વળાવા વળે, હિંદની સકળ હિમાયત. ૧૫
ગામ ગામને શેહેર, વાત વિદાયની ચાલી,
જન મંડળ દિલગીર, ભાગ્ય નિજ અવળું ભાળી. ૧૬
હિંદ વિનંતી છેલિ, બાવડી જેમમાં ઝાળી,
વશી વિલાયત વિશે, ડેઠ લગી લેજે પાળી. ૧૭

પરોપકારી પ્રગટ, કાર્ય આવાં તું કરજે,
દીન હિંદનાં દુઃખ, દાઝ ધરી બનતાં હરજે. ૧૮
અને ધન આબરૂ અતે, પુત્ર યશવંતા પામે;
આપ્યો આસિર્વાદ, એશ બુલાંખી રામે. ૧૯

તા. ૭–૧૨–૮૪ની સભા વખતે તથા તે દિવસનો શહેર
અમદાવાદનો દેખાવ.

## તોટક છંદ.

મુજ મન ઘણું રળિઆત થયું,
દિલ માંહિ થકી સઉ દુઃખ ગયું;
વચમાંહી વળી સુભ બાગ બણ્યો,
જનનો સુધરાઈથી રોગ હણ્યો. ૧
ઘડિયાળ સુણી સઉ કાજ કરે,
અવરે, અવરે, જન કાન ધરે;
દિપતી દેવિ ભદરકાળિ તહિં,
ગણુતિ ગણવે ન ગણાય અહિં. ૨
રખવાળ અહોનીશ સાચવતા,
અટકાવતિ પોલિસ ચોર જતા;
રૂડી ફ્રાનસ હાર સમીપ રહી,
પુરેજ સહી. ૩
મુરી જળથી,
જળથી;
જ કરૂ,

સુભ હોજ અતિમાંહિ નીર ભર્યું. ૪
સભા ઈંદ્ર સમી જન ઠઠ ગળી,
વિધ વિધ તણી ઘણી જ્ઞાતી વળી;
બહુ શોભિત આ વળી કોટ દિશે,
કાશીરામ કહે હશી! મુખ વિષે. ૫

દોહરો.

થજો કીર્તિ રવિ કિરણ સમ, દેશ દેશ પ્રસાર;
આશિષ કાશીરામ દે, લાર્ડ રિપન સરદાર.



# જાહેર ખબર.

સર્વે સદ્ગ્રહસ્થોને ખબર આપવામાં આવેછે કે આ લઘુ પુસ્તક નીચે લખેલા ઠેકાણેથી રોકડી કીમતે આપવામાં આવશે. કોઇનો નાટપેડ કાગળ અગર ઉધાર ખાતુ રાખવામાં આવશે નહીં. જોઇએ તેમણે ખુશીથી મંગાવી લેવું કીમત પોષ્ટેજ સુધાં અઢી આના રાખવામાં આવીછે.

**અમદાવાદ**—છીપાપોળમાં શા. સાંકલચંદ મોતીલાલ પાસેથી મળશે. નંબર ૧ લાની સ. ગુ. નીશાળના આ. માસ્તર કેવળરામ દયારામ પાસેથી.

**આવળામાં**—કવિ જેશંગભાઇ ત્રીકમદાસ પાસેથી.

**ચોરવડોદરામાં**—તેના કર્ત્તા પાસેથી.

**વીરમગામમાં**—બુકસેલર મુળજીશંકર લલુભાઇ પાસેથી.